# उदेपूरना राणा राजसिंहनां नाटकनां गायनो.

---

मोरबी आर्यसुबोध नाटकमंडळीने माटे.

બનાવનાર


## वाघजी आशाराम—ओझा.

મોરબી ઇંગ્રેજી, સ્કૂલના ફ. આ. માસ્તર.


આવૃતી ૨ જી


## अमदावादमां

મામાની હવેલી મધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને
જ૦ એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યાં.

સંવત ૧૯૪૩——સને ૧૮૮૭.

કિંમત ૨ આના.

# उदेपूरना राणा राजसिंहनां नाटकनां गायनो.

मोरबी आर्यसुबोध नाटकमंडळीने माटे.

બનાવનાર

वाघजी आशाराम—ओझा.

મોરબી ઈંગ્રેજી, સ્કૂલના. ફ. આ. માસ્તર.

આવૃતી ૨ જી

अमदावादमां

મામાની હવેલી મધ્યે યુનાઈટેડ પ્રિન્ટિંગ અને
જ૦ એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યાં.

સંવત ૧૯૪૩——સને ૧૮૮૭.

કિંમત ૨ આના.

# उदेपूरना राणा राजसिंहनां

# नाटकनां गायनो.

## मंगळाचरण.

**ગ્રંથકર્ત્તા—** (શ્રી જગદીશ્વરની સ્તુતિ કરેછે.)

ગીતિ.

સ્થૂળ શરીર નિપજાવ્યું, મતી પ્રેરણા તેં આપી ઈશ;
તેણે ખેલ રચ્યો આ, તેથી કર્તા તમેછો જગદીશ.
તવ આજ્ઞા વિણ એકે, અણું સ્વતંત્રજ ક્રિયા ન કરનારો;
નિમિત્ત આપો મુજને, અમાપ આભારીછું હરિ તારો.
દોરીછે તુજ હાથે, શરીર મનડું તુજ ચલવ્યું ચાલે.
એને માન અપાવો, અમાપ કરૂણા આભારો ભાળે;

**સર્વ પાત્રો સાથે મળી સ્તુતિ કરેછે.**

(છે જન પાળક ટાળક દુઃખનો) એ રાહ.

જય જગદીશા, અખીલ અધીશા,
પ્રણતપાલ પરમેશ્વરા.
છો એક અનાદિ સિદ્ધ હરી,
જ્યાં મનને વાણી વિરામી રહી.
સગુણ સરવ એ તારાં કામ,
નિર્ગુણમાં પણ તારૂં નામ;
કૃતીઓ અદ્ભૂત કરી તમામ,

ધરા વિશે ધરણી ધરા, જય જગદીશા.
તુજ કૃપા બળે જે કામ કરે,
અહં કર્તા નવ અભિમાન ધરે;
પરાજય તે નહિ પામે નાથ,
જેનો તમે ગ્રહ્યો છે હાથ.
સત્ય હૃદયની રહેજો સાથ,
એ નીતી તુજ ઇશ્વરા, જય જગદીશા.
આ રાણા કુળની રાજ કથા,
ઘો મતી ભજે તે એલ પથા;
આર્ય સુબોધને તુજ આધાર,
તારાં બાળક જગદાધાર,
વંદન કરીએ વારંવાર,
પાત્ર જનો પરમેશ્વરા, જય જગદીશા.

### રાગ કલ્યાણ.

(શ્રી જગતપતી પ્રભુ આપ સન્મતિ) એ રાહ.

ધન્ય ભૂમિ મેવાડ, તારા સિંહો તણી ત્રાડ;
રાણા રત્ને ઉપજાવિ, ભરતમાં જે રાડ— ટેક.
રઘુવીર રણધીર પ્રતાપી, સૂરજવંશી શૂર;
પુત્ર તેમના લવથી ઉપજ્યા, રાણા જગમશહુર. ધન્ય.
ગોહા રાણા થયા પ્રતાપી, ઈડર જીત્યા આપ;
ગોહી લોટી કે ઘેલોટી, પડી જેહથી છાપ. ધન્ય.
નવમી પેઢી થયા સુનામી, બાપા રાવળ નામ;
ચિતોડ માંહે સ્થાપી ગાદી, જીતી રણસંગ્રામ. ધન્ય.

ધન્ય ભીમ લાખમશી તમને, રણમાં ઝૂઝ્યા મુખ્ય;
અલાદીયો બહુ મથ્યો ન દીઠું, પદમારાણી મુખ. ધન્ય.
ઉરસિંહનો હમીર હીરો, ભરે આભથી બાથ;
માલદેવ રઝળાવી ચિતોડ, કીધું પાછું હાથ. ધન્ય.
મહા માન પાછું ઉપજાવ્યું, ભરતખંડમાં આપ;
મહમદ કેદ કર્યોછે જેણે, કેવો કહું પ્રતાપ. ધન્ય.
પૌત્ર તેહનો લાખો રાણો, તેવો ભડ શૂરવીર;
ત્રાહ પોકારી મહમદ લોદી, નાઠો મુકી ધીર. ધન્ય.
સુતો સંહ જગાડ્યો લાખો, મેરવાડના લોક;
ચુરેચુરા શીશોદીયાએ, કીધા મુકી પોક. ધન્ય.
શું શૂરાવટ ચંદ્રસિંહની, રાઠોડપર તલવાર;
જોદ્ધા રણમલ્લ કાસળ કાઢ્યું, મોકળનાં મોસાળ. ધન્ય.
નિજ ભ્રાતાનું વેરજ વાળ્યું, રઘુદેવ પવિત્ર;
પિતા વચનથી તજ્યું પાટવીપદ, મહા ધર્મ ચરિત્ર. ધન્ય.
માળવ સૈન્ય ચડ્યું મહમદનું, બીજેથી ગુજરાત;
બાંધ્યા બત્રીશ કીલ્લા જેણે, ચિતોડ રક્ષણ માટ. ધન્ય.
એવો કુંભો રાણો નામી, મીરાંનો ભરથાર;
એક લાખ લશ્કરથી જેણે, કર્યો તુરક સંહાર. ધન્ય.
ધન્ય રાયમલ રાણા તુજને, મેવાડ નિર્મળ નામ;
ગ્યાસુદીન હરાવી રાખ્યું, ધન્ય તારો સંગ્રામ. ધન્ય.
મસ્તક છત્ર સરવનું કહીએ, રાણા સંગ સુરાજ;
ઝૂઝ્યા બાબર સંગે જેવી, રાણા કુળની લાજ. ધન્ય.
જેમલ પત્તા જેવા થાશે, કોણ મેવાડી વીર;
પ્રતાપ રાણે કીર્તિ જગવી, અકબર સાથ સુધીર. ધન્ય.

મેવાડ ભુમિ નમું માત હું, અકળ જનેતા આપ;
પુત્રો પકવ્યા ઉદર વિશે તેં, ઉગ્ર તેજને તાપ. ધન્ય.
નથી અવર ભૂમિ નિપજાવ્યા, સર્વ અજીત મહીપાળ;
શીવાજી પણ નીપજ તારી, સુજન સિંહનો બાળ. ધન્ય.
એક એકથી અધીક થયાછે, કેનાં વરણું કામ;
હદવાળીછે રાજસિંહ તેં, સર્વે પાડ્યું ઠામ. ધન્ય.
મુગલ જોર ભાંગ્યું છે જેણે કીધાં હીંદુ કાજ;
શરણ આપીયું ક્ષત્રિબાળાની, તેં રાખી લાજ. ધન્ય.
ચરિત્ર એનું નાટક રૂપે, રંગ ભૂમિપર ઈશ;
ઈચ્છા આજ ભજવવા, પૂરણ કરશો શ્રી જગદીશ. ધન્ય.



# उदेपूरना राणा राजसिंहना नाटकनां गायनो.

## अंक १ लो.

## પ્રવેશ ૧ લો.

"વિમળમતી, કાન્તા પ્રત્યે સતિની પ્રસંશાનું વિવેચન કરેછે."

રાગ ખંભાત.

( અમરફળ આવ્યું આ. એ ચાલ. )

સાંભળો બેનો સાચો આ, સતિનો શૃંગાર રે. ટેક.
અલંકારો એ અનુપમ, વસ્ત્ર સુંદર સાર રે. સાંભળો.
શીયળ તણી સુંદર, સાડી અંગે ધારી રે;
શર્મ રૂપિ ચોળી કરી, પરિધાન પ્યારી રે. સાંભળો.
પતિવ્રતા છાપનો, અંબોડો રૂડો માથે રે,
પતી સેવા પુજા શોભે, છે કંકણો હાથે રે. સાંભળો.
આંખનું અંજન દ્રષ્ટી, અન્તર ન કરવાં રે;
પરઘર બંધન, ઝાંઝર પાયે ધરવાં રે. સાંભળો.
અનુકુળ બોલી, પીયુ કરવા પ્રસન્ન રે;
પતી પ્રસંશા વિવિધ, અલંકારો મન રે. સાંભળો.

કાન્તા— રાગ કલ્યાણની ગજલ.

"શ્રી જગતપતી. એ રાહ"

શુણ બેની પ્યારી, જે જે થઈ સતિ નારી;

પતિને પ્રભુ જાણતી, તું જોને વિચારી. સુણ.
સીતા કુન્તી સુલોચના, અનેક સતી વિખ્યાત;
વરતી સર્વે તેમજ ભર્ત્તા, વિના અવર નહીં વાત. સુણ.
આશ્રય બેહુ એને સાચા, પતી અને જગદીશ;
પતિ રક્ષણથી દૈવ પડાવે, ત્યારે સાચા ઇશ. સુણ.
નળને પ્રભુ જાણ્યા દમયંતી, એકજ પતિ અનન્ય;
પતિ સ્મરણ તે કદી ન ચુકી, સંકટમાં શુદ્ધ મન. સુણ.
જુઓ દ્રૌપદી પાંડવ જનની, સતી જે નિરમળ નાર;
દુઃખ દુર્યોધનથી પામી, તવ ક્રમે કોધી સાર. સુણ.
માટે એ સતિઓની રીતિ, રાખીને જગ માંય,
શિયળ તણું કરવું રક્ષણ ને, કંથ તણી સેવાય. સુણ.

**વિમળમતી—**

ધન્ય બેની મારી, તુજ શીખ મેં દિલ ધરી;
પણ એ સતીયો કાંતા કાંઈક, કાચી તો ખરી. ટેક.
કેમ દ્રૌપદીએ સંહાર્યા નહિ, કૌરવને આપ;
જેથી એના પતિએ વેઠ્યા, વિદેશે વનના તાપ. ધન્ય.
ઇંદ્રજીતની સુલોચના, મહા સતી અતિ હુંશીયારે;
શત્રુ હાથ કેમ પતિ શિર પોચ્યું, ઘર બેસી રહી નાર. ધન્ય.
જુઓ અમારી બેની શુરી, સોનરાણીનાં કામ;
જઈ દિલ્લી ઉગાર્યો પતિને, સતિ તો એનું નામ. ધન્ય.
વણ હીંમત હું સતી વદું નહીં, અબળા મિથ્યા નામ;
ટેક જાય ને પતિ રખડે, તો સતી તણું શું કામ. ધન્ય.

**કાન્તા—** ગીતિ.

સતી સરવ એ સાચી, પણ હિંમતમાં ખરે કહું કાચી;

તુજ ક્ષત્રીવટ તુજમાં, રાજ તનુજા જોઈ તુજને રાચી.
ધન્ય ધન્ય છે બેની, વિનોદ વાણી તારી સુખદાતા,
શૂરાતન તુજ અંગે, બિરે પુત્રી તું થવીશ્કું વીરમાતા.
**વિમળદેવી**—(રાગ ઇંદ્રસભાની ઢબની ગજલ.)
શુંણ કાન્તા માહરો છે, એક એ વિચાર,
યોગ્યપતિ જો મળે તો, વરવા છું તૈયાર;
કુળ ગૂણ રૂપ શીળ, અને વિદ્યાવંત,
શુર વીર ક્ષત્રી પુત્ર, શોધવો છે કંથ.
**કાન્તા**—
એવો કંથ કદીક બેની, જો નહીં મળે,
ત્યારે કેમ કરીશ, વિમળા દેવી કહે ખરે;
વળી કદી પિતા તમારા, લઈ બીજે દીએ,
કેમ કરશો ત્યારે લક્ષ, એ જો નવ લીએ,
**વિમળદેવી**—"કાન્તા પ્રત્યે વિમળા મનવડે સંકલ્પ કરેછે."
**બિહાગની ગજલ.**
જો અમારૂં મનનું ધાર્યું, થાશે બેની સત્ય,
અમને પુછી કરશે પિતા, માનશું એની મત્ય; ટેક.
પછી તો બેની કહ્યુંછે તેમ, ધારયુંછે નકી,
ભક્તિ કરવી શ્રી હરીની, આ કાયા થકી; જો.
મુક્તિદાતા શ્રી હરિ, ન જાવા વીસરી,
જેની કૃપા થકી, રાજ ઘેર અવતરી; જો.
**કાન્તા**— (શીખામણ આપેછે.)
**માઢની ગજલ.**
હરિની સેવા માંહે કેમ, કાઢશોરે કાળ,

દુષ્ટ જોબન, નથી ત્યાં સુધી, આમ બોલો બાળ; હરિ૦
પણ પતિ વિના પછી તો, નહીં બેની રડે,
જો ધુવા તું મારી મનડું, ઘાટ કંઈ ઘડે; હરિ૦
સદ્ વિદ્યાને સારા ગ્રંથ, વાંચીએ અહીં,
નીતિ ભોજન આપે પિતા, શુદ્ધ છે સહી; હરિ૦
પછી તો પ્રભુ કંથ એક, સત્ય રે ચહો,
જોડાં નિરમ્યાં હરિએ, નિયમ નવ ફરે લહો; હરિ૦

**વિમળદેવી—** રાગ ઉપનો.

આવો ઉત્તમ બોધ બેની, આપજે સદા,
કાન્તા તારે અલગુ હુંથી, નવ થવું કદા; આવો. ટેક

**વિમળદેવી—**"વિમળદેવીને કાન્તા અરસ પરસ યોગ્ય પતિ મળવાની વાત કરેછે, એ અરસામાં ભીલની દીકરી પુરંધરી ભીલના ઠાકોરનો એક પત્ર આપેછે, વાંચી કાન્તા પ્રત્યે પુરંધરીને ઠપકો દે છે."

ગજલ.

( અરે લાલદેવ. એ રાહ. )

અરે કાંન્તા આ શું રે, લાવી છે આમ,
કહાં ક્ષત્રી રાઠોડમાં, ભીલ નામ;
કહાં પિતુ મારા જે, મારૂ પતિ,
કહાં ભીલ ઠાકોરે, શી આ ગતિ;

**કાંન્તા—**(કાંન્તા ધીરજ દઈ, વિમળાનો ગુસ્સો સમાવેછે.)

**રાગ ઉપરનો.**

અરે વિમળ બા ન, અજાયેબ થાઓ,
એના બોલ એવાજ, હોયે વૃથાઓ;
જેવું કુળ એનું છે, તેવા વિચાર,

એમાં દોષ એનો, નથીરે લગાર;
વિચારીને જુઓ, ભીલ એનોછે તાત,
વળી ભીલડી, એક એનીછે માત;
ખરૂં અભિમાન, અને સાચી ટેક,
એવું કદી એમાં ન, હોયે રે છેક;
નથી ક્ષત્રી કુધ, નથી બ્રહ્મ કુળ,
નથી એ વણિક, વિચારી જો મૂળ.

**બીજી બે દાસીઓ**—(હાડાજી શું કરો સાહસ. એ રાહ.)

**વિમળા** ન કરો વિચાર એ, નીચમાં ન હોય બુદ્ધિ સારીરે. ટેક.
ભીલની પુત્રી આછે પુરંધરી. જાત એની જુઓને વિચારીરે;
અમૃત ફળ ક્યાંથી આવશે એમાં, ખેતર જમીન મૂળ ખારીરે;
સારી શિક્ષા બહુ દેતાં અમે પણ, બુદ્ધિ એની ગઈ ન નઠારીરે.

**કેસરબા**—(કેશરબા દિલ્હીના બાદશાહ ઓરંગજેબની હુરેમ રૂપનગઢ પોતાનાં મા, બાપ, બેન ઇત્યાદીને મળવા શાહ પાસે રજા માગે છે.)

રાગ ઇંદ્રસભાનો.

જોધપુર જાનાં એસી, ઇંતેજારી હે.
ખાવીંદ દ્યો રજા મુજે તો, દિલ કરારી હે;
આપકે જનાને મેં, હુવા હે વર્ષ બાર,
એક વક્ત દ્યો રજા હો, મુગલકે સરકાર.
રૂપનગઢ બેણ મેરી, મીલનેકી ઉમેદ;
કાગદ લીખકે વો બુલાતી, કરતી હું નીમેદ.

**ઓરંગજેબ**— (રજાને માટે આનાકાની કરેછે)

દિલ લગી તેરેસે મેરી, કયું જુદા મેં હોઉં,
ઓર હુકમ બહોત મગર, ખુશ મેં તુજસે હોઉં;

તેરી સુરત તેરા બદન, લ્યાકત કયા હે તેરી,
તુજસેં જુદા પડના હોવે, તબ ખરાબી મેરી;
તકલીફ એસી મત ઉઠાવો, હો મેરે દિલજાન,
રૂપનગઢ જાનાં બિચમે, મુલ્ક હે વેરાન.

**કેશરબા**—નામદાર માસ એક, મુદ્દત મુજકું દેઓ,
હિલ મિલકે આઉં ઇધર, સચ સુકન લેઓ;
એક વક્ત જાનાં એસા, દિલમે હે જરૂર,
ચાય તૈસા હોય મગર, ધો રજા હજુર;
મેરી માત બેણુ મેરે, બાપુકે દેદાર,
એક વખ્ત કરકે આઉં, ફેર મુજે કરાર.
જો ન જાઉં તો મેરા દિલકું, ગમ ગિની રેહે,
અર્જપે દરિયાફ્ કરો, દુર ન બહોત હે.

**કૌમારદેવી**—(પોતાની દીકરી કેશરબાને મળે છે; દિલ્લીના દરબારની રીતભાત પુછેછે.)

**ગજલ.**

(જફાવો શિતમકો. એ રાહ.)

કહો કેશરબા છોરે, પુત્રી સુખી;
ગયાં દિલ્લી માને, વિસારી મૂકી.
થયાં વર્ષ બાર, ન લીધી સંભાળ,
આવ્યાં આજ સાચો, જણાવીને પ્યાર.
કહો દિલ્લી શાહ, તણી કેવી પ્રીત;
કહો ત્યાંના દરબારની, કેવી રીત.
નથી એવું રાજ, બહુ જેનું પુર;
નમી તારા પિતાએ, દીધી જરૂર.

નહી ઓછું લગાડવું, બેની કાંઈ;
જેપુર મારવાડે જ્યાં, જોડી સગાઈ.
અરે એક પુત્રી અને બીજી ગાય,
જહાં દોરી આપે, તહાં તે તો જાય.
તમારો વિયોગ, કરે મુંને કેર;
અરે પુત્રી ગઈ જ્યારથી, દિલ્હી શેહેર.
કેશરબા—અહો અમાં તુંમ ન, હોનાં દીલગીર;
મઝમેં સદા વહાંકી, રીતિ અમીર.
બડા દિલ્હી શાહ, જો મેરા હે ખાવિંદ;
સદા મેહેરે પ્યારે, વો મેરે આધિન.
સારા ભર્તખંડ હે, જીસ્કી સલ્તનત;
હુરમ હું મેં જીસ્કી, બડા જો તખત.
મેરા દિલ હે ઉસસેં, ન જુદા જરા;
સદા પ્યાર મેરેમે, ઉસ્કા હરા.
માનુ માત તેરા, સદા એહેશાન;
દિલ્લી શાહકું દિની હે, જુગમે નિશાન.

કેશરબા—"વિમળદેવી કેશરબાની બેન છતાં મળવા ન આવી માટે કેશરબા પોતાની મા કૌમારદેવીને ક્રોધ-યુક્ત કહેછે."

**રાગ ઉપરનો.**

અમાં મુજે મીલને, ગયે આઈ સબ;
મેરી બેણ નાઈ, વો ક્યા હે સબબ.
લીખાથા તુંમે, બહોત કરતી હે યાદ;
ક્યું વિમલા નાઈ નહી હે, ઉસસેં ફિસાદ.

બારા વર્ષ પે મેં, આઈ અપને ગામ;
કર્યું મિલનાં ભુલી, યહ બિમલા તમામ.

**કોમારદેવી**—"કેશરબાને શાન્ત કરી વિમળા ન આવી તેનું કારણ બતાવે છે."

ગીતિ.

શુણ પુત્રી કેશરબા, વિમલા સદાય કરતી શીવ સેવા;
સ્નાન ધ્યાનને પુજા, કર્મો કરવાં ગમતાં શુભ એવાં.
તે માટે હજુ નાવી, તો પણ નિશ્ચે આવે તુજ પાસે;
મોટી બેનને મળવા, નહિ કેમ આવે અંતર આશે.

**વિમળદેવી**—"શીવની પુજા વિધી પ્રમાણે કરી સ્તુતી કરેછે."

દીંડી.

સુણો શિવજી કરૂં હું, વિનતી આ ઉચ્ચારી;
નિશદિન રહો તવ ધ્યાન, મુંને સુખકારી,
ક્ષત્રી નીતિ રીતિ, નવ તજું ત્રિપુરારી. સુણો. ટેક
સીતાનું સતીત્વ, આપજો મારે અંગે,
હામ આપજો હરજો, વિકટ દુઃખ પ્રસંગે;
ક્ષત્રી વિર મારે વરવો, એક ઉમંગે. સુણો.
શરીર પડે કદી પણ, ક્ષત્રી ટેક ન ત્યાગું,
શિયળ સાચવીને, તવ ધ્યાન વિશે શિવ લાગું;
શુદ્ધ ભક્તિ મુખથી, હું તમારી માગું. સુણો.

**રાગ એમન કલ્યાણ.**

ગીરિજાપતિ આ, વિનતી હમારી ગીરજા, ટેક.
ચરણ કમલમાં મમ ચિત લાગો, ધુર્જટી ત્રિપુરારી;ગિરજા.
ચંદ્ર મૌલી શિવ મુક્તિ દાતા, સ્તુતિ સદા કરૂં પ્યારી. ગિ.
ક્ષત્રી બાળાનો અંકુર મુજ હૃદયે, દ્રઢ કરો વિષધારી. ગિ.

**વિમળદેવી**—(વિમળા શીવ પુજામાં તલ્લીન છે. ત્યાં તેની બેન કેશરબા આવી શિવ પુજનની નીંદા કરી કહેછે કે, બેન એક હકતાલાને સમર ને આ કંકર પથ્થરનાં પુજન છોડી દે! વિરમતી વિમળા એ સાંભળી ક્ષત્રી ટેક, નેક, સ્વાભિમાનથી ક્રોધ સાથે તેનો તિરસ્કાર કરે છે)

રાગ.

(શુંણો દિલ્લી તખ્ત ધરનાર, એ રાહ.)

તેંતો જઈ કીધો દિલ્લી વાસ,
રાઠોડ પુત્રી નથી રહી રે, ટેક.
તું વટલી તે તરક અવાસ; રાઠોડ.
તું બાદશાહની, થઈછું બેગમ; રાઠોડ.
તુંને ક્ષત્રી નારીની નોય ગમ; રાઠોડ.
તું જમીછું તરક તણું અન્ન, રાઠોડ.
તેથી અશુદ્ધ થયું છે તારૂં તન; રાઠોડ.
તારૂં જુએ નહિ આહીં દરશન, રાઠોડ.
તુંને જોતાં ઝેર વરસે છે મન; રાઠોડ.
જ્યારે પિતા નમ્યા, દિલ્લી પતિ પાય. રાઠોડ.
તુંને હાજર કરીને, દીધી ત્યાંય; રાઠોડ.
તારે મરવું હતું, તેહ કાળ, રાઠોડ.
નોતી ચડાવવી, તરકની ગાળ; રાઠોડ.
તું કોલા રાણીની, થઈ જોડ; રાઠોડ.
શુરા કરણને દીધી, જેણે ખોડ; રાઠોડ.
તુંને રાણક દેવડી, વીર માત, રાઠોડ.
યાદ નાવી લજાવી છે, તે તો જાત; રાઠોડ.

તું ગઈ જો તુરક તણે સંગ, રાઠોડ.
તેથી બુદ્ધિ બગડી, તુજ અંગ; રાઠોડ.
તેં સંભારી ન, વિરમતી નાર, રાઠોડ.
લાજમાંથી છૂટી, જેહ હુશિયાર; રાઠોડ.
તુંને ગમ્યાં એની, કિતાબ કુરાન, રાઠોડ.
ક્યાંથી જાણે હીંદુ, શાસ્ત્ર ને પુરાણ; રાઠોડ.
તુંતે ઉંચે મોઢે બોલછે શું બેન, રાઠોડ.
તારે મુંને નવ કેવાં ઘટે વેણ; રાઠોડ.
તેંતો મૂક્યું રજપૂત અભિમાન, રાઠોડ.
ધીક ધીક નીચ કરશું, ગુમાન. રાઠોડ.
કદી થઈ બાદશાહની બેગમ, રાઠોડ.
ધીક તજી તેતો, કૂળની શરમ; રાઠોડ.
હવે રજપુતાણીની, ગઈ છાપ, રાઠોડ.
તુંને તરકડીનો છે, ઈલકાબ; રાઠોડ.

કેશરબા—અરે વટલી છું, હાહા તેરી બેન,
બેગમ બાદશાહની સાચી રે: ટેક.
પણ યાદ રાખજે તું તારાં વેણ, બેગમ.
તું વાદ વદી, માહરે સંગાથ, બેગમ.
તુંને સોંપાવું જો, તુરકને હાથ; બેગમ.
તુંને કરૂં તેજ મુગલની નાર; બેગમ.
તુંને કરૂં જો, ખરાબ ખુવાર, બેગમ.
કમજાત તુંને, કલમા પઢાવું, બેગમ.
તુંને પાણી, ઈસલામનાં પીલાવું; બેગમ.
તારી તોડાવું જો. ખરી ક્ષત્રી ટેક, બેગમ.
તારે માટે ગોતું, જોજે શેરબેક; બેગમ.

આવી ચતુર મીયાંના, પગ ચાંપ, એગમ.
સદા કલમે, શરીફ જપ જાપ; એગમ.
તારાં કંકર, પથ્થરનાં પુજન, એગમ.
વણસાડી, નિમાજમાં જોડ મન; એગમ.
હવે અન્ન પાણી, આંહીનું હરામ, એગમ.
કરૂં દિલ્હી જઈ પેલું એહ કામ; એગમ.
તારાં વચન સુણ્યાં છે, મેં આ કાળ, એગમ.
રોમ રોમ પ્રગટી છે મુંને ઝાળ; એગમ.
કરી પ્રતીગના, જાઉં દીલ્હી ધેર, એગમ.
તે કુટુંબ માથે કીધો છે કેર. એગમ.

દાસીઓ— (બેઉ બેનોને આર્જવતા કરેછે)
(રે જરા સુનો તો સહી. એ ચાલ.)

રે બેનો વિચારો જરા, (૨) સંભારો આપનો સંબંધ હો
વિચારો જરા; ટેક.

દાગ દીલમાં રાખો, પલટી જાય તોરે ધરા;
આ શું ધારી બેઠાં, ધંધો હો વિચારો જરા; સંભારો.
કેશરબા તમે છો, મોટાં ને સુજાણ ઘણાં;
વિમળા મૂકીને કુ છંદ, હો વિચારો જરા. સંભારો.

"દાસીની વિનતી ઉપરે ધ્યાન ન દેતાં કેશરબા જાયછે ને વિમળદેવી પોતાની માને આ સર્વે વાતથી વાકેફ કરવા જાય છે.

---

# अंक २ जो.

## સ્થળ—જશાવતસિંહનું અંતઃપુર.

વિમળદેવી—(કેશરબા સાથે બનેલો હેવાલ પોતાની માનેકહેછે.)

( નવ રહ્યો જગત. એ રાહ.)

એણે કહ્યું વિમળા આશુંરે સુઝે, કંકર પથ્થર લઈને શું પુજે. એણે. ટેક
છોડીદે પુજન આ પથ્થરનાં, નામ ખુદાનું દિલમાં એક બુઝે. એણે.
છોડ પ્રપંચ તું દીલ પાક રાખી, ધિક્કાર આવું ધ્યાન ધર્યુંછે. એણે.

**કૌમારદેવી**—"તેં પછી કેશરબાને શું જવાબ દીધો?" એમ પૂછે-
છે ત્યારે કહે છે.

**વિમળા**— રાગ ઉપરનો.

ભ્રષ્ટ થયું એની અંગજ તારૂં,
તરકનું અન્ન, જમી તું નઠારૂં; ભ્રષ્ટ. ટેક.
તેથી મતિ આવી, તુજને રે સુજે,
ક્ષત્રી અભિમાન, તેં ખોયું તારૂં; ભ્રષ્ટ.
ધીક્ક ધીક્ક તુજને, મ્લેચ્છના ઘરમાં;
મરવું કબૂલ કર્યું ન કેમ સારૂં. ભ્રષ્ટ.
ઓરમાન બેન તું, મારી કેશરબા;
પણ તુજ બીજ, હશે કોઈ ન્યારૂં. ભ્રષ્ટ.

**કૌમારદેવી**—(શાબાશ છે; તુંને પુત્રી !)

**રાગ ઠુમરી.**

(માનુ રો રો ને અખીયાં લાલ ભઈ.)

ભલે વિર વચન પુત્રી, કીધાં તેં એવાં. ટેક.
ઉદર મારૂં તેંતો શોભાવ્યું, છોરૂ પ્રગટો તુજ જેવાં;
ક્ષત્રી અભિમાન મૂકયુંછે જેણે, ફીટકાર તેનેતો દેવા. ભલે.

**વિમળા**—"પોતાના પિતા અમરસિંહને વિમળા પ્રતિજ્ઞા કરે-
લો નિશ્ચય જાહેર કરે છે.

**લાવણી.**

હું નહીંરે વરૂં (૨) ક્ષત્રી વીણ પુરૂષજ અન્ય,

એ નિશ્ચયછે માહારો, શિરે છત્ર ધારજો મન. હું નહીં.
કદી શત્ કટકા (૨) આ શરીર તણા ગિનુ થાય,
પુત્રી તમારી પેખજો, કદી તુરક ઘેર નહી જાય. હું નહીં.
શીદ નિર ખુઓ (૨) ક્ષત્રીનું નિરમળ નામ,
એકને આપીછે તમે, બીજાનું શીદ લ્યો નામ. હું નહીં.
કદી મેરૂ ચળે (૨) ભૂ મંડલ તજે નિજ ધામ,
સમુદ્ર મર્યાદા મુકે, પણ હું નહીં કરૂં એ કામ. હું નહીં.
ભોરીંગ મણિ (૨) સિંહ મુચ્છ તણો જે વાળ,
સતીનો પાલવ પામતાં, કો' કોણ ન પામે કાળ. હું નહીં.
વાઘેલા કરણ (૨) મેવાડ તણો જે પ્રતાપ,
સંકટ બહુ બહુ તે સહ્યાં, પણ નમ્યા ન મુગલને આપ.હુંનહીં.

જશવંતસિંહ— (રાગ ઇંદ્રસભાની ગજલનો.)

વીર વચન કાઢે પુત્રી, ધન્ય એની ટેક;
કે શું પ્રીયા એને કહું, ક્ષત્રીનો વિવેક.
ભલેજ થાય ત્યારે પ્રીયા, દૈવે નિરમ્યું જેહ;
મુગલ ભલે ચડીને આવે, ખોશું ત્યારે દેહ.
પણ આ બાળાને ડુબાવી, કરવું નથી કામ;
વિર માતા આછે વિમળા, જો તું એની હામ.
માટે શોધી કાઢો કોઈ, યોગ્ય ક્ષત્રી વિર;
લગ્ન સદ્ય કરીએ હવે, રાખવી ના ધીર.

કૌમારદેવી—

ઠીકછે વિચાર એહ, સુણોરે પ્રાણનાથ;
વિર પુરૂષ કાઢો શોધી, સોંપે જેને હાથ.
વળી એવો પુરૂષ જે, મુગલથી નવ ડરે,

કદીક વિધન થાય, પગલું માધ્યું નવ ભરે.
સૂર્યવંશી ચંદ્રવંશી, વરશે આણી વાર;
માણસોને મુકી, શોધીએ ક્ષત્રિ કુમાર.

**જશાવતસિંહ—** ગજલ.

(મેને ક્યા જુલ્મ એ રાહ.)

**વિલંબ** એમાં કરવો નહીં, પ્રીયા મારી પ્રીયા મારી. ટેક.
**શોધીને** સઘ પ્રસન્ન કરો, પુત્રી પ્યારી (૨) વિલંબ.
**નહીંતો** કુશળ પ્રીયા ના થશે, છે વૈર ભારી (૨)
કેશરબા ગઇછે દિલ્લી વિશે, બુરૂં ધારી (૨) વિલંબ.

**વિમળા—** સીહાનો કનરો.

આમ પિતુ મારા, શિદને વિચારો;
મૃત્યુ વિશેષ મુને, નથી ધારો. આમ. ટેક.
વચન કટુ સુણી, કરીછે પ્રતિજ્ઞા;
બોલ ન મિથ્યા, થાશે હમારો. મૃત્યુ.
યોગ્ય ક્ષત્રી વિર, મળશે તો વરશું;
નહીંતો આ દેહ, નથી પિતુ પ્યારો. મૃત્યુ.

**જશાવતસિંહ**—(વિમળાની મરજીને આધીન થઈ જસવતસિંહ **ધીરજ** દેછે.)

રાગ ઇંદ્રસભાની ગજલ.

ધન્ય બેન રહે તું ધન્ય, તારી જોઈ ટેક.
**સારો** સ્વામિ શોધી તુજને, આપવી વિવેક;
રૂડી રીતે પરણી બેન, કુશળ ઘેર જાય;
એ ઇચ્છાજ છે હમારી, પ્રીય સુતા સદાય.

**કુશારબા**—"દિલગિરી યુકત રૂપનગઢમાં થએલો તિરસ્કાર ઔરંગજેબને રોશન કરે છે."

**રાગ ઇંદ્રસભાનો.**

જલતી હે ખાવિંદ, મેરે દીલમેં, યહ ચિરાક;
મેં તુમારી બેગમ, ઉધર જા બની નાપાક.
તુરક ઘરમે મેં બસી, મેરા ક્યા હે તિરસ્કાર;
મેરી બેણુ હે વિમલા, ઉને દીયા મુજે ધિક્કાર.
મેને કસમ ખાયા ઉધર, તુજે દિલ્લી બુલાઉં;
સચ્ચી બેગમ બાદશાહકી, જો મ્લેચ્છ પાની પાઉં.
અરજ મેરી યહહે ખાવિંદ, ઉસ્કુ અહીં બુલાઓ;
આપ ઉસ્કી સાથ, નિકા પઢકે અહીં બીઠાઓ.

**ઓરંગજેબ**— "ધીરજ દેછે."

**રાગ ઉપરનો.**

મત ફિકર હે રખો પ્યારી, રૂપનગઢ મેં જાઉં;
નીકા ઉસસેં પઢકે, તેરી સંગમેં બિઠાઉં.
તેરી લુંડી જો ન કરૂં, તો તેરા હે કસમ;
ઉસ બીના ન પીછા આઉં, યુગલકા તુખમ.
રૂપનગઢકું કે'તો કરૂં, જાકર જમીન દોસ્ત,
બોલ ઉસસે ક્યા મેં, જ્યાદે કરે તેં છોડ રોષ.
હિંદુ કાફર ક્યા તે કરતે, બિન સમજ બકવાદ;
ખબર મેં જા લઉંગા ઉસ્કા, રખ તેં પ્યારી યાદ.
તેરા દિલકું દિલગીરી, સો મેરા દિલ બેચેન,
ખુશ મેઝમે રહે તું પ્યારી, રખ તું દિલમેં ચેન.

**વિમળા**—"ક્ષત્રી વિના અવર પુરૂષ ન પરણવો તેવો નિશ્ચય વિમળમતી કાન્તા આગળ કરે છે."

**ગાયન.**

(ક્ષત્રી કલંક એ રાગ.)

કદી શરીરના કટકા થાય, વિના ક્ષત્રી હું નહી વરૂં રે. ટેક

કદી અગ્નામાં, દેહ જલી જાય; વિના.
કદી ઉગે જો, પશ્ચિમ શૂર; વિના.
કદી ચાલે અવળાં, નદી પૂર; વિના.
કદી વિદ્વાન, કરે નીચ કામ; વિના.
કદી કાયર જો, જીતે સંગ્રામ; વિના.
કદી સમુદ્ર મૂકે, મર્યાદ; વિના.
કદી ધર્મ રાજા, નવ દીયે દાદ; વિના.

**વિમળમતી**—પોતાના પિતાએ ઔરંગજેબ તરફથી આવેલું માગું કબુલ રાખ્યું તેથી પોતે ઉદેપૂરના એક અટંકી પ્રતાપ રાણાના પૌત્ર રાજસિંહ,ક્ષત્રીનો અંકુર રાખી મુગલની સામે તકરાર લે તેવાછે; એવું જાણતી હતી તેથી પોતાની સખીને કહેછે કે, હે કાંત્તા હું આ એક વિનતિ પત્રીકા પ્રેમ સહિત રાણાને લખુંછું. તે સાંભળ ! !

**લાવણી.**

(મુઝે છોડ ચલા બનજારા. એ રાહ.)

આ પત્ર વાંચજો પ્યારા, તમે ખબરજ લેજો મારા; ટેક.
લખીતંગ વિમળા દાસી, છું તવ દરશનની પ્યાસી;
છું રાઠોડની પુત્રી પ્યારા, તમે ખબરજ લેજો મારા; આ.
મુગલોથી કાગળ આવ્યો, મુજ પિતાને એણે ડરાવ્યો,
તેથી વિચાર કરે નઠારા, તમે ખબરજ લેજો મારા; આ.
હે રાજા તમને વરીછું, એ મુગલોથી નથી ડરી હું,
સત્ય કરજો બોલ હમારા, તમે ખબરજ લેજો મારા; આ.
એણે વસંત પંચમી ધારી, છે લગ્ન તણી તૈયારી,
તે દિન પહોંચજો પ્યારા, તમે ખબરજ લેજો મારા; આ.
જેમ રૂક્ષ્મણીએ પણ લીધું, તેમ મેં પણ અહીંયાં કીધું,

હે કાંન્ત ક્રમ છો મારા, તમે ખબરજ લેજો મારા; આ૦
નિરખિર પૃથ્વીને દેખું, કોઈ માઈ પૂત નવ પેખું,
એક રાણા નરછો ન્યારા તમે૦ આ૦
અરે મ્લેચ્છ જાતને વરવું, તે થકી બેહેતર છે મરવું,
નહીં આવો થશો હત્યારા, તમે૦ આ૦
ક્ષત્રીનું તેજ સહું વામ્યું, અસ્તાંગત સઘળે પામ્યું.
એક તમે છો પ્રાણ હમારા, તમે૦ આ૦
મુગલોએ સૌને પાડ્યા, છો એક અટંકી રાણા;
થયા ક્ષત્રી સરવ બિચારા, તમે૦ આ૦
છો પ્રતાપના કૂળ દિવા, તમ સાથ ચહું છું વિવા,
હે રાજસિંહ રદીયાળા, તમે૦ આ૦
શૂરવીર પિતાવણ બેઠી, કાકા ઓથે દુખવેઠી,
જશવંત નથી જશવાળા, તમે૦ આ૦
એક રામસિંહના પક્ષ, મુજ પિતાના મિત્ર સુદક્ષ;
નથી અવર કોઈ આધારા, તમે૦ આ૦

રાગ સોરઠ.

(પીયુ મારા વચને પળજોરે એ રાહ.)

હે મેવાડના મહારાણારે, શૂરવિર ગણુંછું શાણા. ટેક.
પૌત્ર તમે છો પ્રતાપ રાણાના, એક અટંકો ગણાણારે; શૂર૦
નહીં આવોતો નૃપ થશો હત્યારા, પ્રાણ મુજ તમથી બંધાણારે; શૂર૦
વસંત પંચમી જોરે વિતીતો, નામ તણાં ખોશો નાંણારે; શૂર.
રાજસિંહનો ભક્ષજ હુંછું, શીયાલ નર લોભાણારે; શૂર૦

શિખરણી વૃત.

ખરીદ્યાછે સૌને, મુગલ મુહીપાલે રજપૂતો,

દીધાં સોનાં મૂલો, કર શિર ધર્યાછે સરવકો.
તમોને હે રાણા, ખરીદ કરવાને મથી મર્યો,
તથાપિ તે હાર્યો, મૂલ દૈ હજી તે નથી શક્યો.

રાણા રાજસિંહ—"રૂપનગઢથી વિમળમતિનો પત્ર બ્રાહ્મણ રાજસિંહને આપેછે. વાંચી પોંચ્યા કરડી શરણ દેવા હામ ભીડે છે."

રાગ.

(ક્ષત્રી કલંક એ રાહ.)

અરે આવાં માંડચાં, ક્ષત્રી બચ્ચે કામ;
ક્ષત્રીમાં શું રે, આવી ખુટયું રે. ટેક.
ધીક્ ધીક્ નીતિ, કરોછો હરામ, ક્ષત્રી.
ધીક તુરકનાં, જઈ જમો અન્ન, ક્ષત્રી.
ધીક્ બેટી દઈ, રહોછો પ્રસન્ન, ક્ષત્રી.
અરે કહાં ગઈ, તમ શમશેર; ક્ષત્રી.
ધીક્ તરકડા, કરે માથે કેર, ક્ષત્રી.
જ્યારે વિધાતા આપેછે, વિર બાળ, ક્ષત્રી.
તેવી પુત્રીઓને, પડાવોછો ફાળ; ક્ષત્રી,
શુંણો પૂર્વજોનાં, તમે પરાક્રમ, ક્ષત્રી.
મહા ભારતમાં થયાં જે રતન; ક્ષત્રી.
સાચો હોઉં જો, લવ કૂળ અંશ, ક્ષત્રી.
કાઢું જવનનો, જઈ નીર વંશ; ક્ષત્રી.
રાજ બારોટ શું નથી, તમ પાસ, ક્ષત્રી.
નથી સાંભળતા, તેથી ઇતિહાસ; ક્ષત્રી.
વરે તુરકને જો એ, વનિતાય, ક્ષત્રી.
તો તો ધાર્યો નથી, હું તો ક્ષત્રી માય; ક્ષત્રી.

વીરકળા— રાગ ઉપરનો.

અરે શીદ એવો, લાવોછો વિચાર;
ચતુર ચંદાવત ચડોરે. ટેક.
વીર મુખે ધરે નહીં, એ ઉચ્ચાર. ચતુર.
રાણા તણા પટ્ટાવત, શૂરા મૂખ્ય, ચતુર.
એવું સાંભળી થોભતાં નોય સુખ; ચતુર.
મારી પ્રીતને લગાડો ખોટો દોષ, ચતુર.
કેમ સહન કરી ઉભા છો રોષ; ચતુર.
સલુમ્બર પતિ શૂરવીર તન, ચતુર.
કામનીમાં ખોટું લગાડો ન મન; ચતુર.
આ ભૂગોળપર સહુ નરનાર, ચતુર.
શ્વાન આદી ભોગવેછે રે શૃંગાર; ચતુર.
પણ સાચવવા ધર્મકિર્તિ ટેક, ચતુર.
એવા પ્રસંગ મળે નહીં અનેક; ચતુર.
વિચારોને મંદોદરીનાં વચન, ચતુર.
જ્યારે ચડ્યો તેનો ઇંદ્રજીત તન; ચતુર.
મહાભારતનો કરોરે વિચાર, ચતુર.
જ્યારે ચડ્યો અભિમન્યુ કુમાર; ચતુર.
ત્યારે ઉત્તરામાં ન લોભાણો એહ, ચતુર.
રામ અશ્વમેધે વિરસેન જેહ; ચતુર.
જીવતાં છે કીર્તિ અમુલ્ય રતન, ચતુર.
વપુ પડતાં છે સ્વર્ગ ભુવન; ચતુર.
મને અળગી ન જાણો હાણું નાથ, ચતુર.
જહાં હશો તહાં હું છું તમ સાથ; ચતુર.

કામ બુદ્ધિથી હું રોકું તો ધિક્કાર; ચતુર.
અરે કેમ એવો કરૂં હું ઉચ્ચાર; ચતુર.
હાય હાય હાડા કુળની હું બાળ, ચતુર.
તેને માથે રજે ચડાવતા ગાળ; ચતુર.
પણ એવો પ્રસંગ શું પ્રાણાધાર, ચતુર.
તેનો ખ્યાલ મુને આપશો આ વાર; ચતુર.

**વિરમતિ**—"રાજસિંહની માતુ વિરમતિ દાસી પ્રત્યે ક્ષત્રી પુત્રમાં કેવાં શુરાતન ઝળકી રહ્યાં છે તેની પ્રસંશા, તથા સમુદાય કહે છે."

**માલિની છંદ.**

નહિં નહિં તનુ મારો, યુદ્ધથી જેહ બીધો,
નહીં નહીં તનુ મારો, પાય પાછોજ દીધો;
નહિ નહિ તનુ મારો, ભીરૂ થઈ બોલ ભાખ્યો,
નહિ નહિ તનુ મારો, શત્રુનો દેશ સાંખ્યો;
તનય નકીજ મારો. પાય પાછો ન દેશે;
તનય નકીજ મારો, યુદ્ધમાં અગ્ર રેશે;
તનય નકીજ મારો, પ્રાણ આશા ન આણે;
તનય નકીજ મારો, વેરીઓ ઘા વખાણે.

**દાસી**—"બાઈસાહેબ ત્યારે એવા શુરવિરો કોણ કોણ થઈ ગયા?"

**વિરમતિ**— **રાગ કલ્યાણની ગજલ.**

"સલામ સલામ. ચાલ."

સુણ હમારા તન, જે ભરતનાં રતન,
માતાઓ શોભાવી, જેણે રહી રણે મગન; સુણ.
ભીષ્મ અમારા તન, અરજુન કુંતી તન,
પૃથુરાજ કરણ ઝુઝી, રણ થયા પતન. સુણ.

વનરાજ તન, અને રામચંદ્ર તન,
થઈ ગયા પ્રતાપ આગળ, નવ નમ્યા યવન. સુણ.
ઈંદ્રજીત તન તેવા, દ્રોણાચાર્ય તન;
યુદ્ધ વિશે સોંપ્યાં શિશ, આર્ય કૌરવ અન. સુણ.

**રાજસિંહ**—(કચેરીમાંથી નિવૃત થઈ રાજસિંહ પોતાની માતુને વિમળાના પત્રની હકિકત જાહેર કરે છે.)

ગજલ.

(અરેરે કૃત્ય આ શું. એ ચાલ.)

સંદેશો ક્ષત્રી સુતાએ કહાવ્યો,
વિચારતો વાત તેથી ન આવ્યો; સંદેશો.
રૂપનગઢથી પત્ર લખ્યો છે,
વીપ્ર સંગાથે વેગે પઠાવ્યો; સંદેશો.
એના પિતાએ ડરી મુગલથી,
દિલ્લીથકી શાહ વરવા બોલાવ્યો; સંદેશો.
શુદ્ધ વનિતા ને વિર માતા,
અંકુરથી મુંને એણે તેડાવ્યો; સંદેશો
નહી આવોતો હત્યા થશે લખેછે,
આપની આજ્ઞા શીછે કહાવો; સંદેશો.
વસંત પંચમિથી વેલા આવો,
લગન તણો તહાં દિવસ ઠરાવ્યો; સંદેશો.

રાગ.

( જલદી લે બાવાજી લોટ આપું, એ રાહ.)

કેમ કરૂં એમાં વિલંબ, પડું ક્ષત્રીના ધર્મથી,
પડું ક્ષત્રીના ધર્મથી કે, રાણાના કુળ કર્મથી; કેમ કરૂં.

પત્ર લખ્યો પ્રેમદાએ, જાણી ક્ષત્રી તન સહી,
તે જો સાચો નવ કરૂં તો, નિરવિર થઈ મહી; કેમકરૂં.
ઈક્ષ્વાકુ કુળની કીર્ત્તિ, ઝગમગેછે શુદ્ધ રહી,
તેને કલંક કેમ હું લાવું. તનુજ તેમનો હું થઈ; કેમકરૂં.

**વિરમતી**—"શરણાંગતને શરણુ દેવામાં સંકલ્પ વિકલ્પ કરતાં વિલંબ કર્યા એથી ક્ષત્રી શૂરત્વને તેં એબ લગાડીછે પુત્ર! એમ કહીને.

### રાગ.

"ક્ષત્રી કલંક એ ચાલ."

અરે એવું લખ્યું જ્યારે એહ બાળ,
વિલંબ વિર, શાને કરે રે; ટેક.
તારે જવું જુએ, તહાં તતકાળ; વિલંબ.
અરે તૈયાર તું થ.જો, મારો તન; વિલંબ.
અરે વણસશે, ક્ષત્રીનું રતન; વિલંબ.
આતો આવ્યો તુંને, ઉત્તમ પ્રસંગ; વિલંબ.
રાખ્ય જઈ રણ વિશે, તુંતો રંગ; વિલંબ.
પોચે આંહી તુજ, સમશેર હેઠ; વિલંબ.
સાચું સેવ્યું ત્યારે, જાણું મારૂં પેટ; વિલંબ.
એમાં વિચાર ન, કર મારા તન; વિલંબ.
કદી કરશે એહ, દેહનું પતન; વિલંબ.
ત્યારે હત્યા લાગશે, રાણાને કુળ; વિલંબ.
કિર્ત્તિ પૂર્વજોની, મળશે ધુળ વિલંબ.

---

# અંક ૨ જો.

## સ્થળ—રૂપનગઢમાં વિમળાનો મેહેલ.

**કાંન્તા**—"રાણા રાજસિંહનો પ્રત્યુત્તર, વિમળા કાંન્તા મુખથી સાંભળે છે."

### રાગ સોરઠ.

(તેંતો ઘટમાં ઘર કીધું એ રાહ.)

વિમળા નવ કરશો ઉચાટ વેહેલા આવશું રે; ટેક.
પત્ર તમારો પહોંચ્યો પ્રીતે, લખ્યો તમે ક્ષત્રીની રીતે;
બીરદ હમારૂં ખોઈ કુળ નહી લજાવશું રે; વિમલા.
પ્રીય પ્રધાનને સાથે લઈને સદ્ય અમે અશ્વારૂઢ થઈને;
વસંત પંચમી વેળા નહી, વિતાડશું રે; વિમલા.
જરાએ ચિંતા કરશો નહી મન, મેવાડગાદી હજી સજીવન;
શીશોદીઆના સોગન નહી, વણસાડશું રે; વિમલા.

**વિમળા**—"રૂપનગઢ ઔરંગજેબ તથા કેશરબા જાન લઈ આવી પહોંચ્યાં, કેશરબાને મળવા જવું પડશે. એવી ખબર એક દાસી અમરસિંહ તરફથી કહેશે તેથી વિમળા ચિંતાગૃસ્ત થઈ કરૂણામાં પડે છે."

(ચેન ના પડે એ રાહ.)

### દક્ષણી લાવણી.

કાન્તા કેમ થશે, નાથ હજુએ નાવ્યા રે;
પડતી ફાળ જો નિહાળ, અલ્પ કાળ મુગલ જાળમાં
નકી ફસાયાં રે કાન્તા.
ક્ષત્રી ગણી લખ્યો, પત્ર પ્રીતથી મેં રે,

શુણશે કરણ દેશે શરણ, ધર્માચરણ કષ્ટ હરણ;
પરાક્રમી ગવાયાંરે. કાન્તા.
ચોતરફ બળે, દાહ અગ્નિ લાગ્યો રે;
વેરી મા બાપ, દિલમાં તાપ, દુઃખ અમાપ, પુરવ
પાપ ભાવીએ જમાવ્યાં રે. કાન્તા.

કાન્તા—ફિકરના કરસે, પ્રિય એની મારી રે. ટેક.
આવે સુધિર, ક્ષત્રી વીર, રાખ ધીર પેર ચીર;
સજ થઇને કર તૈયારી રે. ફિકર.
કિંચિં નહીં તજે, પણ પોતાનું હારી રે;
વાંચી પત્ર, આવે અત્ર, ક્ષત્રી છત્ર, તું કલત્ર;
નહીં મૂકે વિસારી રે. ફિકર.
પત્રીકા ગઇ, વિનતી તેં કરીછે રે;
ધારશે ઉર, એ છે શુર, જગમ શુર, વાટ દૂર છે
તું જો વિચારી રે. ફિકર.

વિમળા— "શિવની સ્તુતિ કરેછે."

મેવાડો.

સહાય કરજો શંભુનાથ, નથી અબળાનો અવર ઉપાયરે.ટેક.
આરે વખત શિવ આકરોછે, સાચવજો શુલ્ય પાણ;
નહીં તો મસ્તક કમલ અરપશું, પ્યારા નહિ કરીએ પ્રાણ.
સહાય.

રાણા કુળના રાજસિંહના, અંતરમાં વસી આપ,
મોકલજો શિવ અમારી વારે, પ્રગટયો તનમાં તાપ;સહાય.



# अंक ४ थो.

**વિમળા**—"વસ્ત્રાલંકાર ધારણ કરી બેઠી છે ત્યાં રાજસિંહને દાસી પ્રવેશ કરાવે છે. વિમળા શતકાર ને પ્રેમ સહિત પતિને બેસાડી, ક્ષત્રી નેક ટેકનાં વિશેષણ દે છે."

**લાવણી.**

( મુજ ઉપર ગુજરી પિતા. એ રાહ. )

ધન્ય વિર પુત્ર છે, ધન્ય જનુની તમારી;
આવી યોગ્ય વખતમાં, ખબર લીધી છે હમારી.
અમે પત્ર લખ્યોતો, કુળ રાણાના જાણી;
તમો આવ્યા રાખ્યું, નીજ પરિયાનું પાણી.
સહુ દિશા નીરખી પણ, નર કોઈ નજરે નાવ્યા;
શુદ્ધ ક્ષત્રી પુત્ર એક તમે, મુજ મન ભાવ્યા.
હતી દિશા શુન્ય મારે, આ વખતે સ્વામિ;
હું મહા દરિયામાં હતી, નાવ તમ પામી.
આવ્યું છે મુગલ દળ, એક તરફથી મોટું;
વળી બીજી તર્ફ, માબાપે ધાર્યુંછે ખોટું.
તમે ગાય તણી કરી વાર, શરણ દીધું છે;
એક ક્ષત્રી અબળા, તણું કામ કીધું છે.
ધન્ય જણ્યાં રત્ન રજપૂત, જનુની આવાં,
જે શરણાંગતનાં પાલ, શરણ સુખ થાવા;
અરે ભરતખંડના, રાય અને સૌ રાણા,
દીધી કન્યાઓ, તુરક ઘેર વટલાણા;
ત્યારે શરણ હમારે, કોનું લેવું કો' પ્યારા.

એક ટેકવંત નર તમે, રહ્યાછો ન્યારા.
આ રૂપનગઢનું, રાજ ઘણું છે નાનું;
માબાપ થકી આ, કામ કર્યુંછે છાનું.
છે હાથ તમારે, રાણા હમારી લાજ;
હવે ઉચિત્ત હોય તેમ, કરો વિચારી આજ.

રાજસિંહ— ગજલ.

મારા ધર્મથી વિક્ષેપ, મેં નથી કર્યું,
પ્રીયાનાં ઉપકાર માનો, શરમ પામું હું;
આવાં કામે પગલાં પ્રીયા, બહુ અમે ભર્યા,
શિશોદીયાએ શિશ વહાલાં, ત્યાં નથી કર્યા;
શસ્ત્ર મારાં સજ જ્યાં લગી, ધડ ઉપર છે શિશ,
ત્યાં લગી તું ડર પ્રીયા ન, કોઈનો ધરીશ;
ક્ષત્રીના અંકુર ખુનથી, નથી ઓર્યા,
કાયર નરના બોલ કોદી, કાને નવ ધર્યા;
ક્ષત્રી નીતિ ક્ષત્રી ટેક, ક્ષત્રીનું અભિમાન,
નામ નિર સાચું ગણીએ, શરીરનું શું કામ;
અરે શું આવીયો છે એહ, શાહ ઔરંગજેબ,
હામ ધરી આવ્યો લેવા, ક્ષત્રીઓની એબ;
પોયે મોઢ કાડું તો હું, રાણો રાજસિંહ,
રાજ હંસણી શું જાશે, તરક હાથ દિન;
વરશે શું એ મર્કટોને, ક્ષત્રી નારીઓ,
મર્દ શું ગયારે નાશી, હામ હારીઓ.

વિમળા—"રાજસિંહને ભોજન જમવા વિનતિ કરેછે."

(રાગ કલ્યાણ ઝીંઝોટી.)

પ્રિયા મોરા ધારણ કરૂ શૃંગારરી, અલ્પકાળ ડેરો પતિ. ટેક.

જૈને તમ સેવા કરૂં, રાખી પતિવ્રતનો આચાર;
અંતર મારૂં માગેરે. તમે પ્રાણાધાર છો૦
સિતાનિ જેમ રઘુપતિ, પ્રહલાદને નરસિંહ;
એ રીતે રક્ષણ કર્યું, તમે મારૂં રાણા રાજસિંહ;
આવ્યા મારી આગેરે. તમે પ્રાણાધાર છો૦

**રાજસિંહ—** **શિખરણી.**

અરે હે વામાંગી કુલીન, વધુછો ઉત્તમ પ્રીયા;
મળ્યાછો સુભાગ્યે, સરલ પ્રીય વાદી સુખ મયા.
નહીં ઇચ્છું ક્યારે વદન શિશ આતો દુર થવા;
સુધા પ્યારૂં શ્યામા, અધર થકી પામું પ્રીય રમા.
અરે છોરે રંભા, વિર રસ વપુ ધારી વનિતા;
અરે આવ્યાં છોરે, સુરજ કુળ શોભાય સવિતા.
વદો વાણી પ્યારી, ઋતુ ઋતુ વિશે હંસ વરણી;
અહો મુગ્ધા બાળા, ચરન ધન્ય મેવાડ ધરણી.

**વિમળા—**તમે જાણો રીતી, શૂરવિર સવિતા કુળ તણી;
તમે જાણો નીતિ, અતુલિત વનિતા દુઃખ તણી.
તમે આવ્યા વેગે, હિત કર હમારી વિનતિથી;
દીસો પૂરા પ્રેમી, વિલસિત સરવદા સુખ મવી.

**મારવાડી લાવણી.**

(અચ્છા મેરી જાન સંગ ન છુટે.) એ રાહ.

પીયુ આવો સ્નેહ નિભાવશો નિત્યે, હાલ ચાહો જેવી પ્રીતે.ટેક.
આપ જનાનામાં મારા જેવી, અનેક દેખી વિસરૂં ચીત્તે.નિભા૦
તનમન મારૂં આપ સરવછો, રાખશો પ્રીત રૂડી રીતે. નિભા૦
અળગી રાણાજી કરશો નહીં કદી, રાખશો સંગ સદા પ્રીતે નિ૦

રાગ સોરઠ.

છે રાણા કુળની રીતીરે, અમને બીયું પુર્ણું પ્રતિતી. ટેક.
અવર રાણીઓ અનેક આપની,
પ્યારા ન વિસારશો પ્રીતીરે. અમને.
વિશ્રામ સ્થાન એજ મેવાડ ભૂમિ,
તમે જાણો અમારી સ્થિતીરે. અમને.

રાજસિંહ— રાગ સોરઠ.

મેં શુણ્યાં વચન તમારાંરે, પ્રીયાજી તમે સૌથી પ્યારાં.
ગુણ શિળ રૂપ ને વીર વનિતા, ગણીએ ભાગ્ય હમારાં રે.
દેખીને તમને નેત્રો વિલસે, નહી કરીએ કદી ન્યારાં રે.

કેશરબા—"અજેપાલ ભીલ કેશરબાનું હરણ એક પર્વતની ખીંણમાં ઉતરી, બળાત્કારે કરવા જાયછે. ત્યારે કેશરબા પોકાર કરેછે કે કોઈ શરણ આપો, કોઈ શરણ આપો!! આવા શબ્દ રાણાને કાને પડતાં હથિયાર બાંધીજઈ તેના શિયળનું રક્ષણ કરી ફાંસામાંથી મુક્ત કરેછે. શરમીંદ થઈ પાય પડી પ્રાર્થના કરેછે.)

લાવણી.

મૈંને બિના સમજ (૨) યહ ઉઠાયા બડા ફિસાદ,
મૈં અપરાધિ હું આપકી, કરના રાણાજી માફ. મૈંને.
મૈં દુશ્મનકે (૨) ઘરકી ઓરત મૌજુદ,
મૈં શરન પડી હું કદમમે, સુનીયો રાણાજી ખુદ. મૈંને.
તુંમ મારો મુજકુ, (૨) યા જીતી રખ્ખો રજપૂત;
મૈં બહોત સતાઈ બિમલાકુ, આફત લાઈ કર ગુત. મૈંને.

રાજસિંહ—(ધીરજ દઈ તેની બેનવિમળા પાસે લઈજવા કહેછે.)

અમિત હો તુમ, કરૂં મેં સેવા, પીયા ભોજન કીયે હે તૈયારી.
પુષ્પ બીવીધકે ગુંથીત સુંદર, પરિધાન કરે કંઠમે હારરી. પ્રી.
ક્ષત્રી રીતીતવ અબ ઈહાં રાજા, મેરે મેહેલમેં કરે વિહારરી.

રાજસિંહ— સિંહાનો કનરો.

ગ્રહણ કરૂં આપો સ્નેહ નિર્મળથી,
પ્રસન્ન થાઓ આરે હસ્ત કમળથી—ટેક.
તમે છો નવોઢા કે અભિસારીકા,
પ્રાપ્ત થયાં પુરવ પુન્ય ફળથી. પ્રસન્ન થાઉ.
હસીત વદની હે મૃગ નયની,
મુંને ફુઆવ્યો સુભાવિત જલથી; પ્રસન્ન થાઉ.

વિમળા— રાગ સોરઠ મલાર.

થરકે ચિતડું કરવું શું પ્રીયા,
મુગલો દલ આવી પડયું રે અહીં—થરકે; ટેક.
સંદેશા આવે નકી, પ્રત્યુત્તર શું દેશું રે પ્રીયા;
હવે તમથી અમે ન થશું અલગાં,
અમે ચાલશું બઇને ચાલોરે જહાં—થરકે.

રાજસિંહ— બરવાની ઠુમરી.

મુગલોથી ડરો ન પ્રીયા રે તમો,
જવું છે અહીંથી એને જાણ કરી. મુગલો—ટેક.
શુંરે શુરાતન ત્યારે હમારૂં,
ગુપ્ત જઇએ અબળાને હરી; મુગલો.
ધૈર્ય રાખો તમે ચિંતા વિસારો,
જેમ તેડાવ્યા છે હામ ધરી; મુગલો.

વિમળા—"પોતાની સખી કાંન્તાને જાતી વખત કહેછે.

ભેરવી.

(અહો મારા પ્રાણ દાતા એ રાહ.)

અહો મારી પ્યારી સખી, વિયોગ તારો થશે દુઃખકારી. ટેક.
બાળ સ્નેહી મારી સુખ દુઃખ સહભાગી,
વિરહઅગ્નિ મુંને બહુ બાળશે કાંન્તા તુજ પ્યારે; અહો.
આભારી તારી બહુરે થઈછું, પીયુને મિલાવ્યા,
તે શ્રમ તારો જરા ન વિસારીઃ અહો મારી.

કાંન્તા— "ગદ ગદ કંઠે રોતી રોતી ગાયછે."

ભેરવી.

(ચંદ્રમુખીને એકલો એ રાહ.)

હા બેની તુંતો જાયછે, તારા પીયુને તું મળી. ટેક.
સંતોષ એછે મુજને, સેવા કરજે સ્વામિની,
સાસુ નણદીથી સદા રે'જે ત્યાં હેતથી ભળી; હાબેની.
વિયોગ તારો સાલશે, આવીશ ત્યાં હું કદી,
રાણાજી પાય હું નમું, શરણે આછે મારી અલી; હાબેની.

—❧—

# अंक ५ मो.

વિમળા—"એક પહાડની બાજુએ વૃક્ષની છાંયા તળે બેસતાં'

રાસડો.

તમે પ્રાણાધારછો પાસ શ્રમ શેનો લાગેરે. ટેક.
વદન નિહાળું વેગથી, હર્ષ તણો નહીંપારે,
ઉત્કંઠા દિલમાં હતી, તે તો મળીયા હૈયાના હાર;
મારા સુભાગ્યેરે; તમે પ્રાણાધાર છો૦
પ્રીય એ ઇચ્છા માહરી, ઉદેપૂર મોઝાર;

ગજલ.

( સરકાર રજા દીજીયે. )

મેરા આવીંદ પાસ દીલ્હી, મેં જાને ચહું,
રાણાજી અર્જ એસી મેરી, સચ્ચ દિલ્લે કહું.
નેકી ઉસસેં રખની યહહે, નીતિકી રશમ,
રાણાજી દિલ બિચારીએ, મેં કહતી ખા કસમ,
દિલ્હી શાહસે નિકા પઢી, મેં નામદાર,
પાક દિલ એક ઉસસેં, રખનેકા બિચાર.
માન મરતબા મેરા, રખા તુમને રાજન,
એ એહશાન કબ ન ભુલું, સચ કહું બચન,
રાણાજી યહ હે બંદગી, મેરી ખુદાકી પાસ,
તુંમારે જેસે હોયે પેદા, શૂર જગમે ખાસ.
વિમલાકી જોડી ક્ષત્રી, બેટીઓ બને,
સચા ધર્મ સો દીખાવે, સંકટ નવ ગીને.

કેશરબા— રાગ કાફી

(બીના શીયા રામકે, દેખ નહીં દીલકું કરારીહે. એરાહ.)
અહો દીલજાન ક્યા નેકી, રાણાકે દીલું નીહારીહે.ટેક.
ફસીમેં ભીલકે હાથું, દુખીથી બડી જીનકે સાથું;
હુઈ કમબખ્તી ક્યા મેરી, જંગલમેં જાઈ નીકારીરે; અહો.
ખરાબી કરનીથી મેરી, શરમ તજ હુવા ભીલ બેરી;
ખુદાને મેહેરકી એસી, નજીક રાણાકી સ્વારી હે; અહો.
પુકારા દીન હો જબમેં, શરન કોઉ ઓરતકું દેવે,
વહાંચલ રાજસિંહ આયા, નફટકી ધુર ઉડારીહે; અહો.
સંગમેં મુકામપે ચાલી, રાજસિંહકીની રખવાલી;

એસા દુશ્મન દાના રાણા, તાહસેં કયું બીગારીહે; અહો.
મરતબા રખા મેરા એસા, આપકે પાસે રહે જેસા,
જીગરકું જરા તાપ નાહી, એસી કયા રખી હમારીહે; અહો.
ખાવીંદ ઉસ્સેં ન રહો ન્યારે, અર્જહે કરો સુલેહ પ્યારે,
બડા નેક ટેકીહે રાણા, શત્રુતા સબી બીસારીહે; અહો.

"ખેલની સમાપ્તી બાદ એક ગાયન."

(સૌ પાત્રો સાથે.)

રાગ કલ્યાણની ગજલ.

"સલામ, સલામ એ રાહ."

વિજય વિજય વિજય, સદા પામજો વિજય;
દંપતી આ જેવાં વિશ્વે, પામજો વિજય. ટેક.
મેવાડ ભૂમિનો વિજય, તેના વિરનો વિજય,
વિજય રાણા કુળનો જે, આપતા આશ્રય; વિજય.
શુદ્ધ સતીઓનો વિજય, વિમળમતિનો વિજય,
શિર સાટે ધર્મ સાચવ્યો, ધરી નિશ્ચય; વિજય.
આવા ક્ષત્રીનો વિજય, જે ધિર વિર ધર્મ રૂપ,
કિર્તિ જગ મગેછે જેની, શુદ્ધને અનૂપ; વિજય.
અમે માગીએ ક્ષમારે, સ્થાન પ્રેમે તો જવા,
ગૃહસ્થો તસ્દી લેશો, અન્ય ખેલ આવવા; વિજય.



## બિહાગની ગજલ.

કેશરબા કાંઇયે શંકા, નવ આશો; આમળા અંતર નહિ અકુળાશો; કેશરબા. ટેક.

ક્ષત્રી નરોમાં કેવાંછે પાણી, તે તમે જોયો તમાશો. કેશર.

તમે પ્રસિદ્ધી કીધી હમારી, ક્ષત્રીનો ધર્મ પ્રકાશ્યો. કેશર.

નથી દુશ્મનતા તમશું હમારે, શરણે દુઃખી કેમ થાશો. કેશર.

તમારે નિમિતે પામ્યો હું વિમલા, આભાર ઉલટો એ આસો. કે.

કસુર નથી આમાં કાંઇએ તમારી, વનિતા કાંઈ ન વિમાસો. કે.

**વિમલા**—"બેન કેશરબા શરમાશો નહી, તમારી ઇચ્છા અનુસાર રાણાજી કરશે. દીલાસો.

### ગજલ.

અરે પ્યારાં કેશરબા, આવો પાસ;
જરાએ શંકાશો ન, થાશો ઉદાસ.
છે દૈવની બની, ગતિ વિપરીત;
અરે આમ ક્યાંથી, બન્યું અઘટિત;
ધિરજ બેની રાખો, ન થવું દીલગીર;
સુખ દુઃખ માટે, ધર્યું છે શરીર.
છો રે મોટાં બેન, હમારાં તમો;
નહી દોષ લેશો, કહું છોરૂં અમો.
તમારી જે ઇચ્છા, હોય તે કહો;
અમો તેમ કરશુંજ સત્ય લહો.

**કેશર૦**—( ધન્યછે બેન રાણાજીને કે મારી જાતી લાજ રાખી. હવે મારી ઇચ્છા દિલ્હી જઈ શાહને મળવાની છે. )

અરે બેની મુજકું હય હોતી શરમ;

દિલમેં હે મરનાં, તેરી કસમ;
મેને બહોત તુજકુ, હો એતી સતાઈ;
દિલ્હી શાહકુ સમઝાકરે, મેતો લાઈ.
એહિ અપરાધ, હે મેરો બડો;
રખે દાગ દીલમે તું રાખે ખડો;
કહીદે મુંસે તેરા ગુન્હા હે માફ;
તો દિલકું આરામ, હોવે જરાક.
સચ્ચી તારી ટેક, સચ્ચાથા શુકન;
તેરા દેવ પાસે, જો બોલી વચન;
એસી નેકી દેખી મેં, ક્ષત્રીમે આજ;
નિભાવી તેરા ખાવીંદે, મેરી લાજ.

**રાજસિંહ**—(કેશરબાને માન મર્તબા સાથે દિલ્હી મોકલવા નિશ્ચય કરેછે.)

(પ્રીય મિત્ર વિના. રાહ.)

**લાવણી.**

હું દિલમાં વાત વિચારૂં, દિલ્હી મોકલવા ધારૂં,
છે દૈવ તણી ગતિ ન્યારી, એ શાહ તણીછે નારી;
એને રોકવી એહ ન સારૂં, દિલ્હી મોકલવા ધારૂં.
શત્રુતા શાહથી મારે, તે રણભુમિ હોય જ્યારે,
એ નીતિની રીત નિહાળુ. દીલ્હી૦
જે બાલ વૃદ્ધ હોય આગે, જે કાયર રણથી ભાગે,
અબળા પર વેર ન વાળું; દીલ્હી૦

**કેશરબા**—"રાણાજી મારી પણ એજ ઇચ્છા છે, તેજ આપે વિચારી તો ધન્યછે."

# જાહેર ખબર.



નિચે લખેલાં પુસ્તકો જેઓ સાહેબોને જોઇતાં હોય તેમણે ભાવનગર, જુનાગઢ, જામનગર, રાજકોટ, ગોંડલ વિગેરેના બુકસેલરો પાસેથી અથવા મોરબી આર્યસુબોધ નાટક મંડળીનો મુકામ હોય ત્યાં તેના મેનેજર પાસેથી યાને મોરબી તળપદમાં ગ્રંથકર્તા પાસેથી રોકડી કિંમત મોકલી મંગાવી લેવાં. જથાબંધ મંગાવનારની સાથે કમીશનનો સમજુત પત્રદ્વારા કરવામાં આવશે.

| | કીમત—રૂ.આ.પા. |
|---|---|
| ભર્તૃહરી નાટક મોટું—આવૃતિ ૨ જી | ૧—૦—૦ |
| સદર ગાયન. | ૦—૨—૦ |
| ચાંપરાજ નાટક મોટું. | ૧—૦—૦ |
| સદર ગાયન. | ૦—૨—૦ |
| ઉષા હરણ નાટકનાં ગાયન. | ૦—૩—૦ |
| કેદારસિંહ પરમારનાં નાટકનાં ગાયન. | ૦—૨—૦ |
| ઉદેપૂરના રાણા રાજસિંહનું મોટું નાટક. | ૧—૦—૦ |
| સદર ગાયનો. | ૦—૨—૦ |
| સીતા સ્વયંવર નાટકનાં ગાયન. | ૦—૨—૦ |

...સિંહ નાટક હવે પછી બહાર પડશે તેની કિંમત ...ી રૂ૦ગાાને પાછળથી રૂ૧) છે. જેઓને ગ્રાહક ...પણે લખી મોકલવું તા. ૨૨-૮-૮૭ મોરબી.

વાઘજી આશારામ ઓઝા.

ગ્રંથકર્તા.